લેનિન • સ્તાલિન

# વસાહતી સમસ્યા



લ્સ પબ્લીશીંગ હાઉસ લિ.
મુંબઇ

કિંમત ૨ આના

એપ્રિલ ૧૯૪૮



૧. **લેનિન:** રાષ્ટ્રીય વસાહતી સમસ્યા ઉપરનું સિદ્ધાંત સૂત્ર (૧૯૨૦)

[ અનુ : ભોગીલાલ ગાંધી ]

૨. **સ્તાલિન:** પૂર્વના શ્રમજીવીઓની વિદ્યાપીઠમાં ભાષણ (૧૯૨૫)

[ અનુ : અરુણ ચંદારાણા ]

Printed by M. B. Rao at the New Age Printing Press, 190-B, Khetwadi Main Road, Bombay 4, and published by him for the People's Publishing House Ltd., 190-B, Khetwadi Main Road, Bombay 4.

# રાષ્ટ્રીય અને વસાહતી સમસ્યા ઉપરનું સિદ્ધાન્ત સૂત્ર

**[ કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની બીજી કોંગ્રેસ (૧૯૨૦ જૂન) માટે ]**



૧. મૂડીવાદી–લોકશાહીનું એક વિશિષ્ટ લક્ષણ એ છે કે, સર્વ સાધારણ સમાનતા અને વિશેષ કરીને રાષ્ટ્રીય સમાનતાની સમસ્યાનો તરંગી અને ઔપચારિક રીતે વિચાર કરવો. સાધારણતઃ વ્યક્તિઓની સમાનતાના વાઘા નીચે, મૂડીવાદી–લોકશાહી મિલ્કતના માલિક અને કામદાર વચ્ચે, શોષક અને શોષિત વચ્ચે ઔપચારિક અથવા કાનૂની સમાનતા જાહેર કરે છે; અને એ રીતે દલિત વર્ગોને જબરજસ્ત રીતે છેતરે છે. જે સમાનતા ક્રિયવસ્તુ–ઉત્પાદન * ના સંબંધોનું જ પ્રતિબિંબ છે, તે સમાનતાના ખ્યાલનો ઉપયોગ, મૂડીવાદી વર્ગ વર્ગ–નાબુદી સામેની પોતાની લડતમાં એક હથિયાર તરીકે કરે છે; અને ત્યારે ઢોંગ તો એવો કરે છે કે જાણે માનવ–વ્યકિતઓ સંદતર સમાન હોય. હકીકતે, સમાનતાની માંગનો સાચો અર્થ હોય તો તે એક જ છે–વર્ગોની નાબુદી.

૨. મૂડીવાદી–લોકશાહી સામે લડવાના, તથા તેની ખોટાઈ ને દાંભિકતા ખુલ્લી પાડવાના મૂળભૂત હેતુને અનુલક્ષી કમ્યુનિસ્ટ પાર્ટીએ, મૂડીવાદી ધુંસરીને ફગાવી દેવાની કામદાર વર્ગની લડતના જાગ્રત અને નીડર હિમાયતી તરીકે, કોઇ અમૂર્ત અને ઔપચારિક સિધ્ધાંતોના આધારે નહિ, પણ નીચે જણાવ્યા મુજબના મુદ્દા ઉપર, રાષ્ટ્રીય સમસ્યા અંગેની પોતાની નીતિ ઘડવી જોઇએ: પહેલો મુદ્દો એ કે–ચોક્કસ ઐતિહાસિક પરિસ્થિતિનો, અને પ્રથમતઃ આર્થિક પરિસ્થિતિનો પાકો અંદાજ બાંધવો; બીજો મુદ્દો–એક બાજુ દલિત વર્ગો, શ્રમજી-

---

* માનવ–શ્રમમાંથી પેદા થતી જે ચીજ કોઇ ને કોઇ માનવ જરૂરિયાતને સંતોષે છે, અને ખાસ તો જે ચીજ, પોતાના અંગત વપરાશ માટે નહિ, પણ **બજારમાં વેચવા માટે** પેદા કરવામાં આવે છે તેને ક્રિયવસ્તુ કહેવામાં આવે છે. મૂડીવાદી ઉત્પાદનના જમાનામાં તમામ ચીજો, માનવીની મજૂરી સુદ્ધાં વેચાણ માટેની ચીજ–ક્રિય વસ્તુ બની જાય છે.- **અનુ.**

વીઓ અને શોષિતો તથા બીજી બાજુ એકંદર રાષ્ટ્રીય હિતો એટલે કે સત્તાધારી વર્ગનાં હિતોનો ખ્યાલ—આ બે વચ્ચેનો સ્પષ્ટ ભેદ સમજવો; ત્રીજો મુદ્દો—દલિત, પરાધીન અને ગુલામ રાષ્ટ્રો તથા દમનખોર, શોષક અને સાર્વભૌમ રાષ્ટ્રો વચ્ચેનો એવો જ સ્પષ્ટ ભેદ સમજવો; જેથી કરીને, ધનિક અને આગળ વધેલા મૂડીવાદી દેશોની નાનીશી લઘુમતિને હાથે દુનિયાની વસ્તીના અતિ વિશાળ ભાગ ઉપર જે વસાહતી તથા નાણાંકીય ગુલામી લદાઇ છે, તેના પર પડદો ઢાંકનારાં મૂડીવાદી—લોકશાહી જૂઠ્ઠાણાંનો સામનો કરી શકાય.

૩. ૧૯૧૪—૧૮ ના શાહીવાદી યુધ્ધે મૂડીવાદી—લોકશાહી શબ્દાડંબરનાં જુઠ્ઠાણાં તમામ દેશો ને દુનિયાના દલિત વર્ગો સમક્ષ સ્પષ્ટ ખુલ્લાં પાડી દીધાં છે. તેણે એ વાત સ્પષ્ટ બતાવી દીધી છે કે, જર્મન યુદ્ધખોરો અને કૈઝરે નૂતન રશિયા પર લાદેલા બ્રેસ્ત—લિતોસ્કના કરારો કરતાં ય, નામચીન "પશ્ચિમી લોકશાહી" એ કમજોર રાષ્ટ્રો પર વર્સાલીના જે કરારો લાદ્યા છે તે કરારો કાંઈ ઓછા પાશવી અને હિંસાખોરીના તિરસ્કાર પાત્ર પગલાં નથી. લીગ ઓફ નેશન્સ તથા બ્રિટન—ફ્રાન્સના જૂથની આખી યુદ્ધોત્તર નીતિ આ સત્ય, કદી નહિ એટલી સ્પષ્ટ અને સાફ રીતે રજૂ કરે છે. તેઓ દરેક સ્થળે, આગળ વધેલા દેશોના કામદાર વર્ગની તથા વસાહતો અને પરાધીન દેશોમાંની શ્રમજીવી જનતાની લડતોને ઉગ્ર બનાવી રહ્યા છે; અને 'મૂડીવાદની છત્રછાયામાં રાષ્ટ્રો શાંતિ અને સમાનતાથી ભેગા જીવી શકે' એવા મધ્યમ વર્ગી ભ્રમને જલદી ખતમ કરે છે.

ઉપર દર્શાવેલા મૂળભૂત વિધાનો પરથી એ ફલિત થાય છે કે, કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની રાષ્ટ્રીય અને વસાહતી સમસ્યા અંગેની આખી નીતિનો પાયો આવો હોવો જોઇએ. જમીનદારો તથા મૂડીવાદી વર્ગને ઉથલાવી પાડવા માટેની સંયુક્ત ક્રાંતિકારી લડત કરવા સારુ તમામ દેશો અને રાષ્ટ્રોના કામદાર વર્ગ તથા શ્રમજીવી જનતા વચ્ચે વધુ ગાઢ એકતા સાધવી. કેમ કે મૂડીવાદ ઉપરના વિજયની આ જ એક બાંહેધરી છે; અને આવા વિજય વિના રાષ્ટ્રીય દમન તથા અસમાનતાની નાબુદી શક્ય નથી.

૫. દુનિયાની રાજકીય પરિસ્થિતિએ કામદાર વર્ગની સરમુખત્યારીના સવાલને તત્કાલનો બનાવી આગળ આણ્યો છે; અને દુનિયાના રાજકારણના તમામ બનાવો અનિવાર્ય રીતે એક જ મુદ્દાની આજુબાજુ ઘૂમે છે. એ મુદ્દો એટલે કે, સોવિયેત રશિયન પ્રજાસત્તાક સામેની વિશ્વ—મૂડીવાદની લડાઇ. આ સોવિયેત રશિયન પ્રજાસત્તાકની આજુબાજુ અનિ-

વાર્ય રીતે બે પ્રકારનાં જૂથ ભેગાં થાય છે. એક બાજુ તમામ દેશોના આગળ વધેલા કામદારોમાં સોવિયેત માટેનું આંદોલન જાગે છે; અને બીજી બાજુ, વસાહતોમાંના તથા દલિત રાષ્ટ્રીયતાઓમાંનાં રાષ્ટ્રીય મુકિતનાં આંદોલનો જાગે છે. આ આંદોલનોને તેમનો પોતાનો કડવો અનુભવ એ પાઠ પઢાવી રહ્યો છે કે વિશ્વ-શાહીવાદ ઉપર સોવિયેત તંત્રનો વિજય ન થાય ત્યાં સુધી તેમનો કોઇ ઉદ્ધાર નથી.

૬. આથી કરીને, વિવિધ દેશોની શ્રમજીવી જનતા વચ્ચેની ગાઢ એકતાની જરૂરિયાત કેવળ માન્ય કરીને યા તેની જાહેરાત કરીને આજે સંતોષાઇ જવું યોગ્ય નથી. એવી નીતિ અખત્યાર કરવી જરૂરી છે કે જેથી તમામ રાષ્ટ્રીય અને વસાહતી મુકિત આંદોલનોનો સોવિયેત રશિયા સાથે ગાઢ સંબંધ બંધાય; આ સંબંધનું સ્વરૂપ દરેક દેશના કામદાર વર્ગમાં કમ્યુનિસ્ટ આંદોલન, અથવા તો પછાત દેશોમાં યા પછાત રાષ્ટ્રીયતાઓમાં કામદાર–કિસાનોનું મૂડીવાદી–લોકશાહી આંદોલન કેટલી હદે વિકાસ પામ્યું છે તેના ઉપર નકકી થાય છે.

૭. સમવાય તંત્ર વિવિધ રાષ્ટ્રોની શ્રમજીવી પ્રજાની સંપૂર્ણ એકતા સુધી પહોંચવાનું વચગાળાનું સ્વરૂપ છે. સમવાય તંત્રની ઉપયોગિતા અને અગત્ય વ્યવહારમાં સુદ્ધાં કયારની સ્પષ્ટ થઇ ચૂકી છે–એક તો રશિયન સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાક સમવાય-તંત્ર અને બીજા સોવિયેત પ્રજાતંત્રો વચ્ચે (ભૂતકાળમાં હંગેરિયન, ફિન્નિશ, લેતવિયન, તથા હાલમાં અઝરબેજાન અને યુક્રેનિયન)ના સંબંધમાં; તથા રશિયન સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાક સમવાયતંત્રના એવી રાષ્ટ્રીયતાઓ સાથેના સંબંધમાં કે જેમને પહેલાં રાજ્ય–સર્વોપરિતા ન હતી ને આંતરિક સ્વાયત્તતા પણ ન હતી. (દા. ત. ૧૯૧૯ અને ૧૯૨૦ માં પેદા થયેલ બકશીર અને તાતાર સ્વાયત્ત પ્રજાસત્તાક).

૮. આ બાબતમાં કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલનું કર્તવ્ય એ છે કે–આ જે નવાં સમવાય તંત્રો સોવિયેત પદ્ધતિ અને સોવિયેત આંદોલનના પાયા ઉપર પેદા થયાં છે તેમનો વધુ વિકાસ કરવો, અને તેમનો અભ્યાસ કરવો તથા વ્યવહારમાં કસોટી કરવી. સમવાય તંત્ર એ સંપૂર્ણ સંઘ સુધી પહોંચવા માટેનું વચગાળાનું સ્વરૂપ છે એ વાત સ્વીકારાઇ ચૂકી હોઇ, ખાસ પ્રયાસ તો, વધુ ગાઢા સમવાય સંઘને માટે કરવો જરૂરી છે; એમ કરતાં ત્રણ વાત યાદ રાખવી જોઇશે. પ્રથમ તો એ કે, સોવિયેત પ્રજાસતાકો વચ્ચે અતિ ગાઢ સંબંધ સ્થાપ્યા વિના એ સોવિયેત પ્રજાસત્તાકોનું અસ્તિત્વ સાચવવું જ અશકય છે; કેમકે તેઓ આખી દુનિયાની એવી શાહીવાદી સત્તાઓથી ઘેરાયેલી પડી છે કે જે ફોજી દષ્ટિએ આપણા કરતાં

બેશુમાર તાકાતવાન છે. બીજી વાત એ કે, સોવિયેત પ્રજાસત્તાકો વચ્ચે ગાઢ આર્થિક સંબંધ આવશ્યક છે; કેમકે એના વિના, શાહીવાદે નાશ કરેલા ઉત્પાદનનાં બળોને પાછાં મેળવવાનું કામ અને મહેનતકશ પ્રજાની સુખાકારીની સલામતી શકય નથી. ત્રીજી વાત એ કે, દુનિયાભરનું એક એવું અર્થતંત્ર સર્જવાની પણ એક વલણ જાગી છે કે, જેનું નિયમન તમામ દેશોના કામદારો એક સમાન–યોજના અનુસાર કરે. આ વલણ મૂડીવાદી તંત્રમાં સ્પષ્ટપણે બહાર આવી છે; સમાજવાદી તંત્રમાં તો તેનો વિકાસ કરવો જ જોઇએ; અને તેને પૂર્ણતાએ પહોંચાડવું પણ જોઇએ.

૯. આંતરિક રાજ્ય–સંબંધોને ક્ષેત્રે, કમ્યુનિસ્ટ ઇન્ટર નેશનલની રાષ્ટ્રીય નીતિ કેવળ ઔપચારિક, શુદ્ધ શાબ્દિક અને હકીકતે કશો સ્પષ્ટ સ્વીકાર ન કબૂલનારી ન હોઇ શકે; તથા મૂડીવાદી લોકશાહો જેનાથી આગળ જવા માગતા નથી તેવા પ્રકારની રાષ્ટ્રો રાષ્ટ્રો વચ્ચેની સમાનતાનો સ્વીકાર કરી લઇ તે સંતોષ લઇ શકે નહિ–ભલે પછી, લોકશાહો એવી સમાનતાને સમાજવાદી તરીકેનો અંચળો ઓઢાડે–દા. ત. બીજી ઇન્ટર નેશનલના સોશિયાલિસ્ટો કરે છે તેમ.

તમામ મૂડીવાદી દેશોમાં, તેમનાં "લોકશાહી" બંધારણો છતાં, રાષ્ટ્રોની સમાનતા તથા રાષ્ટ્રીય લઘુમતિઓના હક્કોની બાંહેધરીનું જે સતત ઉલ્લંઘન થયા કરતું હોય છે તેને, કમ્યુનિસ્ટ પાર્ટીઓએ, પાર્લામેન્ટમાં અને બહાર, પોતાના તમામ પ્રચાર અને ચળવળ દરમિયાન સતત રીતે ખુલ્લું પાડવું જોઇએ; એટલું જ નહિ પણ, પ્રથમતઃ એ વાત સતત રીતે સ્પષ્ટ કરવી જરૂરી છે કે, સોવિયેત પદ્ધતિ જ એક માત્ર એવી પદ્ધતિ છે જે, પહેલાં તો કામદારોની અને બાદ, મૂડીવાદી વર્ગ સામે ઝઝૂમતી તમામ મહેનતકશ આમ જનતાની એકતા સાધીને, રાષ્ટ્રોની સાચી એકતાનો સ્વીકાર કરવા સમર્થ છે; અને બીજી વાત એ કે, પરાધીન તથા તાબેદાર દેશોમાં (દા. ત. આયરલેન્ડમાં, અમેરિકાના નીગ્રોમાં, વગેરે) તથા વસાહતોમાં ક્રાંતિકારી આંદોલનોને તમામ કમ્યુનિસ્ટ પાર્ટીઓએ સીધી મદદ આપવી જરૂરી છે.

આ બીજી શરત જ વિશેષતઃ મહત્વની છે તેના વિના, પરાધીન દેશો અને વસાહતોના દમન સામેની લડતો, તથા જુદા પડવા અંગેના તેમના હક્કોનો સ્વીકાર, કેવળ દંભી જાહેરાતો બની જાય છે; બીજી ઇન્ટર નેશનલની પાર્ટીઓના કિસ્સામાં આપણે આ વાત જોઇએ પણ છીએ.

૧૦. આંતરરાષ્ટ્રીયવાદનો શબ્દોમાં સ્વીકાર કરવો, પણ કાર્યમાં, પ્રચારમાં, ચળવળમાં, અને અમલમાં મધ્યમ વર્ગી રાષ્ટ્રવાદને તથા નિષ્ક્રિય

શાંતિવાદને અનુસરવું–આ જાતનું વર્તન કેવળ બીજી ઇન્ટર નેશનલની પાર્ટીઓમાં જ નહિ, પરંતુ ઇન્ટર નેશનલમાંથી પોતાનું નામ પાછું ખેંચી લીધું હોય તેવી પાર્ટીઓમાં, અને ઘણીવાર તો પોતાને હાલમાં કમ્યુનિસ્ટ પાર્ટીઓ કહેવડાવતી હોય તેવી પાર્ટીઓમાં સીખ્ખે ઘણું સામાન્ય જેવું બની ગયું છે. આ અનિષ્ટ સામેની લડત, આ ઉંડાં મૂળિયાં નાખી બેઠેલ મધ્યમવર્ગી રાષ્ટ્રીય પૂર્વગ્રહો સામેની લડત, જેમ જેમ આગળ વધે તેમ તેમ, કામદાર વર્ગની સરમુખત્યારીને એક રાષ્ટ્રના સ્વરૂપમાંથી (એક જ દેશમાં હયાત હોય અને વિશ્વ રાજકારણ પર નિર્ણાયક અસર પાડવા અસમર્થ હોય તેવી,) આંતર રાષ્ટ્રીય સ્વરૂપમાં પલટી નાખવી ( કંઇ નહિ તો ય થોડાક આગળ વધેલા દેશોમાં કામદાર વર્ગની સરમુખત્યારી હોય, અને તે વિશ્વ–રાજકારણ ઉપર નિર્ણાયક અસર પાડી શકે તેવી શકિતમાન હોય ) એ આજને તબકકે ખરેખરી જરૂરિયાત બની જાય છે. મધ્યમવર્ગી રાષ્ટ્રવાદ રાષ્ટ્રોની સમાનતાના કેવળ સ્વીકારને આંતરરાષ્ટ્રીયવાદ તરીકે જાહેર કરે છે; જ્યારે (આ સ્વીકાર શુદ્ધ શાબ્દિક સ્વીકાર છે એ હકીકત ઉપરાંત પણ) એમ કરીને તે રાષ્ટ્રીય અહમને જ સર્વાંગે સંરક્ષે છે. આથી ઉલટું—કામદાર વર્ગનો આંતરરાષ્ટ્રીયવાદ, પ્રથમ તો, એવી માંગણી કરે છે કે, એક દેશમાંના કામદાર વર્ગની લડતનાં હિતો, વિશ્વ વ્યાપી કામદાર લડતનાં હિતો આગળ ગૌણ ગણાવાં જોઇએ; અને બીજી માંગણી એ કે, જે રાષ્ટ્ર મૂડીવાદ ઉપર વિજય મેળવી રહેલ છે તેવો રાષ્ટ્ર આંતર રાષ્ટ્રીય મૂડીવાદને ઉથલાવી પાડવા માટે મહાનમાં મહાન રાષ્ટ્રીય બલિદાનો આપવા શકિતમાન જ નહિ, પણ ઇચ્છુક પણ હોય જ.

આમ, જે રાજ્યો સંપૂર્ણતઃ મૂડીવાદી છે, અને જેમની કામદાર પાર્ટીઓ સાચોસાચ કામદાર વર્ગની અગ્રદૂત બની કામ કરે છે, તેમનું પ્રાથમિક અને અત્યંત મહત્વનું કર્તવ્ય આ છે. આંતરરાષ્ટ્રીયવાદના આદર્શ તથા તેની નીતિની જે તકવાદી અને મધ્યમવર્ગી નિષ્ક્રિય શાંતિવાદી વિકૃતિઓ થઇ રહી છે, તેની સામેની લડત લડવી.

**૧૧.** વધુ પછાત રાજ્યો અને દેશો, જ્યાં સામંતશાહી અથવા પિતૃશાહી[૩] તથા પિતૃશાહી–કિસાન સંબંધો મુખ્યત્વે પ્રચલિત હોય, ત્યાં નીચેના મુદ્દા ખાસ ધ્યાનમાં લેવા જરૂરી છે—

**એક**: તમામ કમ્યુનિસ્ટ પાર્ટીઓએ આ દેશોમાંના મૂડીવાદી–લોકશાહી મુકિત આંદોલનને મદદ કરવી જોઇએ; અને તેમાંય અત્યંત સક્રિય સહાય આપ-

વાની ફરજ મુખ્યત્વે એ દેશના કામદારોની છે કે જેના ઉપર પછાત દેશ વસાહતી રીતે યા નાણાંકીય રીતે આધીન હોય.

**બે**: પછાત દેશોમાંની ધાર્મિક સંસ્થાઓ સામેની તથા બીજાં અસરકારક પ્રત્યાઘાતી અને મધ્યમ વર્ગી તત્વો સામેની લડત લડવી આવશ્યક છે.

**ત્રણ**: જે બૃહદ્–ઇસ્લામવાદ અને એવાં બીજાં વલણો યુરોપી અને અમરિકી શાહીવાદ સામેના મુક્તિ આંદોલનને ખાન, જમીનદારો અને મુલ્લાંઓ વગેરેની સ્થિતિને મજબૂત કરવાના પ્રયાસો સાથે જોડી દે છે, તેમની સામે પણ જેહાદ ઝીંકવી જરૂરી છે.

**ચાર**: પછાત દેશોમાં જમીનદારો, મોટા ખેડૂતો, અને સામંતી યુગના તમામ આવિષ્કારો અને અવશેષો સામેના કિસાન આંદોલનને ખાસ ટેકો આપવો, તથા તેને અત્યંત ક્રાંતિકારી લક્ષણ આપવું; ઉપરાંત, પશ્ચિમ યુરોપી કમ્યુનિસ્ટ કામદાર વર્ગ તથા પૂર્વના દેશો, વસાહતો અને સાધારણત: પછાત દેશોમાંના ક્રાંતિકારી કિસાન આંદોલન વચ્ચે શક્ય તેટલો ગાઢ સંબંધ બાંધવો જરૂરી છે.

**પાંચ**: પછાત દેશોમાંના મૂડીવાદી–લોકશાહી મુક્તિ–પ્રવાહોને કમ્યુનિસ્ટ તરીકે ચીતરવાના પ્રયાસો સામે મક્કમ લડત કરવી જરૂરી છે; કમ્યુનિસ્ટ ઇન્ટર નેશનલે વસાહતો અને પછાત દેશોનાં મૂડીવાદી–લોકશાહી રાષ્ટ્રીય આંદોલનોને એ જ શરતે ટેકો આપવો જોઇએ કે, તમામ પછાત દેશોમાં, ભાવિ કામદાર–વર્ગી પાર્ટીનાં સાચાં કમ્યુનિસ્ટ તત્વોને ભેગાં કરવામાં આવશે અને તેમનાં વિશિષ્ટ કર્તવ્યોને સમજવાની તાલિમ તેમને આપવામાં આવશે. આ વિશિષ્ટ કર્તવ્યો એટલે કે, પોતાના રાષ્ટ્રોની અંદર જ મૂડીવાદી–લોકશાહી આંદોલનો સામેની લડાઇ. કમ્યુનિસ્ટ ઇન્ટર નેશનલે વસાહતો અને પછાત દેશોમાં મૂડીવાદી–લોકશાહી સાથે કામચલાઉ મૈત્રીના સંબંધમાં ઉતરવું જોઇએ, અને કોઇ પણ સંજોગોમાં તેણે કામદાર આંદોલનની સ્વતંત્રતા–પછી ગમે તેવા પ્રાથમિક અવિકસિત સ્વરૂપે પણ–જાળવી રાખવી જ જોઇએ.

છ: શાહીવાદી સત્તાઓ, રાજકીય સ્વતંત્રતાના વાઘા નીચે, આર્થિક, નાણાંકીય અને લશ્કરી રીતે સંપૂર્ણત: પરાધીન રાજ્યો સર્જે છે; શાહીવાદી સત્તાઓની આ વ્યવસ્થિત છેતરપીંડી તમામ દેશોના મહેનતકશોમાં તથા ખાસ કરીને પછાત દેશોના મહેનતકશોમાં સતત રીતે સમજાવવી અને ખુલ્લી પાડવી આવશ્યક છે. આધુનિક આંતરરાષ્ટ્રીય સંજોગોમાં પરાધીન અને કમતાકાત દેશો માટે સોવિયેત પ્રજાસત્તાકોનો સંઘ સ્થાપવા સિવાય બીજો કોઈ આરો નથી.

૧૨. જમાના થયાં શાહીવાદી સત્તાઓએ વસાહતો અને કમજોર રાષ્ટ્રીયતાઓનું જે દમન કર્યું છે, એને લીધે દલિત દેશોની શ્રમજીવી જનતાનાં દિલ, કેવળ દમનખોર રાષ્ટ્રીયતા માટેની દુશ્મનીથી નહિ, પણ સર્વ સાધારણ અવિશ્વાસ અરે, તે દેશોના ખુદ કામદાર વર્ગોના અવિશ્વાસથી ભરાઇ ગયાં છે. ૧૯૧૪—૧૯ માં "પિતૃદેશની રક્ષા"નું સૂત્ર પોકારી, અંધ—આપબડાશી સમાજવાદી* અંચળા હેઠળ, "પોતાના" દેશના મૂડીવાદી વર્ગનો વસાહતોને દબાવવાનો અને નાણાંકીય રીતે આધીન દેશોને લૂંટવાનો "હક્ક" રક્ષી મોટા ભાગના કામદાર નેતાઓએ સમાજવાદનો ધૃણાસ્પદ દ્રોહ કર્યો છે. તેમની આ કારવાઇ સંપૂર્ણતઃ વ્યાજબી અવિશ્વાસને મજબૂત બનાવ્યા વિના રહી નથી. બીજી બાજુ, જેમ દેશ વધુ પચ્છાત, તેમ તેની અંદર નાના પાયા પરનું ખેત–ઉત્પાદન, પિતૃશાહી, પ્રથા, તથા અજ્ઞાનની પકડ વધારે મજબૂત; આને કારણે, ઉંડામાં ઉંડા મધ્યમ વર્ગી પૂર્વ ગ્રહો, જેવા કે–રાષ્ટ્રીય અહમ્ અને રાષ્ટ્રીય સંકુચિતતા જ અનિવાર્ય રીતે, વધુ મજબૂત અને ટકાઉ બન્યા. શાહીવાદ અને મૂડીવાદ આગળ વધેલા દેશોમાં નાબૂદ થાય, અને પચ્છાત દેશોના અર્થ–જીવનનો પાયો સદંતર રીતે પલટો પામે ત્યાર બાદ જ, આ પૂર્વગ્રહો અદૃશ્ય થવા શકય છે; ત્યાં સુધી તો તેઓ ધીમે ધીમે જ નાશ પામવાના. આથી કરીને, તમામ દેશોના વર્ગ–જાગ્રત કમ્યુનિસ્ટ કામદારોની ફરજ એ છે કે, જે દેશો લાંબા સમયથી કચડાતા આવ્યા છે તેવા દેશો અને રાષ્ટ્રીયતાઓમાં રહેલી રાષ્ટ્રીય લાગણીઓ પ્રત્યે વિશેષ તકેદારી અને ધ્યાન આપવું. વળી, આગળ જણાવ્યા તે પ્રકારના પૂર્વગ્રહો અને અવિશ્વાસની સદંતર અને ઝડપી નાબુદી કરવાના હેતુથી અમુક બાંધછોડ કરવી પણ જરૂરી છે. જ્યાં લગી, દુનિયા ભરના તમામ દેશો અને રાષ્ટ્રોના કામદારો, અને તેમની પૂંઠે તમામ મહેનતકશ જનતા, સ્વેચ્છાપૂર્વકની મૈત્રી અને એકતા માટે મથે નહિ, ત્યાં લગી મૂડીવાદ ઉપરનો વિજય કામિયાબ બની શકે નહિ.



* આક્રમણખોર અને દમનકારી શાહીવાદની વિચાર સરણીનું એક સ્વરૂપ. બીજી પ્રજાઓ, જાતીઓ અને રાષ્ટ્રો માટે જનતામાં તિરસ્કાર અને ધિક્કાર જગાવવા એ આ વિચારસરણીનું ધ્યેય છે. જે પ્રજાને તાબે કરવી હોય તે ઉતરતી, હલકી છે. સ્વ–રાજ્ય માટે નાલાયક છે અને પોતે ઉચ્ચ છે વગેરે જાતનો પ્રચાર કરનારા એટલે **અંધ–આપબડાસી સમાજવાદીઓ.**

## ૨

# પૂર્વના શ્રમજીવીઓની વિદ્યાપીઠમાં સ્તાલિનનું ભાષણ

**[૧૯૨૫ ના મેની ૧૮ મી તારીખના ભાષણમાંથી-"પૂર્વની વસાહતો તથા પરાધીન દેશો પરત્વેના સંબંધ અંગે પૂર્વના શ્રમજીવીઓની વિદ્યાપીઠનું કર્તવ્ય.']**



**પૂ**ર્વના વસાહતી અને પરતંત્ર દેશોના જીવન અને વિકાસનાં એવાં વિશિષ્ઠ લક્ષણો કયાં છે કે જે તેમને પૂર્વના સોવિયેત પ્રજાસત્તાક દેશોથી જૂદા પાડે છે ?

**એક** તો એ કે, આ દેશો શાહીવાદની ગુલામી હેઠળ જીવે છે.

**બીજું** એ કે, આંતરિક (એટલે કે ખુદ પોતાના જ મૂડીદારી વર્ગની ) તેમજ બહારની ( એટલે કે પરદેશી શાહીવાદી મૂડીદારી વર્ગની ) એમ બેવડી ગુલામી આ દેશોની ક્રાંતિકારી કટોકટીને વધુ ઉગ્ર અને ગહેરી બનાવે છે.

**ત્રીજું** એ કે, આમાંના કેટલાક દેશોમાં, દાખલા તરીકે હિંદમાં મૂડીવાદ ખૂબ ઝડપે વિકાસ કરી રહ્યો છે અને રાષ્ટ્રીય કામદારોને જન્મ આપી તેને વત્તા-ઓછા પ્રમાણમાં ઘાટ આપી રહ્યો છે.

**ચોથું** એ કે, જેમ જેમ ક્રાંતિકારી આંદોલન આગળ વધે છે તેમ તેમ આવા દેશોમાં રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ બે વિભાગમાં અલગ પડી જાય છે; એક ક્રાંતિકારી ( જેમાં મધ્યમવર્ગ હોય છે ) વિભાગ અને બીજો સમાધાનકારી ( જેમાં મોટા મૂડીદારો હોય છે ) વિભાગ. આમાંનો પહેલો ક્રાંતિકારી લડત ચાલુ રાખે છે જ્યારે બીજો વિભાગ શાહીવાદના મોરચામાં શામેલ થાય છે.

**પાચમું** એ કે, આ દેશોમાં શાહીવાદી મોરચા ઉપરાંત એક બીજો મોરચો ઉભો થાય છે. આ મોરચો કામદારો અને ક્રાંતિકારી મધ્યમવર્ગનો હોય છે. આ શાહીવાદ વિરોધી મોરચો છે અને શાહીવાદી ગુલામીમાંથી સંપૂર્ણ મુક્તિ હાંસલ કરવાની તેની નેમ છે.

**છઠ્ઠું** એ કે, આવા દેશોમાં કામદાર વર્ગની આગેવાનીનો અને સમાધાન-કારી રાષ્ટ્રીય મૂડીદારી વર્ગની અસરમાંથી લોકોની મુકિતનો સવાલ ખૂબ જ તાકીદનો બની જાય છે.

**સાતમું** એ કે, છેલ્લું કારણ આ દેશોની રાષ્ટ્રીય મુકિતની હિલચાલને પશ્ચિમના દેશોની વધુ આગળ વધેલી કામદાર હિલચાલ સાથે સાંકળવાના કાર્યને ખૂબ જ આસાન બનાવે છે.

આ પરથી ઓછામાં ઓછાં ત્રણ વિધાનો તારવી શકાય છે.

૧. સફળ ક્રાંતિ વિના શાહીવાદની ગુલામીમાંથી વસાહતી અને પરતંત્ર દેશોની મુકિત અશકય છે. આઝાદી તમે બક્ષીસ રૂપે મેળવી શકો નહિ!

૨. સમાધાનકારી રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગને અળગા પાડયા વિના, મધ્યમ-વર્ગી ક્રાંતિકારી લોક સમુદાયને આ મૂડીવાદી વર્ગની અસરમાંથી મુકત કર્યા વિના, કામદાર વર્ગની આગેવાની સ્થાપિત કર્યા વિના અને કામદાર વર્ગના આગેવાન તત્વોને એક સ્વતંત્ર કમ્યુનિસ્ટ પાર્ટીમાં સંગઠિત કર્યા વિના ક્રાંતિને આગે બઢાવી શકાય નહિ; અને જે વસાહતો તથા પરતંત્ર દેશોનો મૂડીવાદી ધોરણે વિકાસ થયો છે તેમની સંપૂર્ણ આઝાદી હાંસલ કરી શકાય નહિ.

૩. આ દેશોનું મુકિત આંદોલન અને પશ્ચિમના આગળ વધેલા દેશોની કામદાર હિલચાલ વચ્ચે ખરેખરી ગાંઠ બંધાય નહિ ત્યાં સુધી વસાહતી અને પરતંત્ર દેશોમાં કાયમી વિજય હાંસલ કરી શકાય નહિ.

વસાહતી અને પરતંત્ર દેશોના કમ્યુનિસ્ટોનું મૂળભૂત કાર્ય એ છે કે તેમણે આ વિધાનોના પાયા પર પોતાનું ક્રાંતિકારી કાર્ય ઉભું કરવું જોઇએ.

આ સંજોગો લક્ષમાં લેતાં, વસાહતી અને પરતંત્ર દેશોની ક્રાંતિકારી હિલચાલનાં તાકીદનાં કર્તવ્યો કયાં છે?

હાલના સંજોગોમાં વસાહતી અને પરતંત્ર દેશોની ખાસિયત એ છે કે એક સળંગ અને સર્વવ્યાપી પૂર્વી વસાહત જેવું આજે રહ્યું નથી. અગાઉના દિવસોમાં પૂર્વી વસાહત સળંગ અને એકરૂપ હોય તેવી રીતે તેનું ચિત્ર દોરવામાં આવતું હતું. આજે એ ચિત્ર સત્યથી વેગળું છે. આપણને હવે ઓછામાં ઓછા ત્રણ પ્રકારના વસાહતી અને પરતંત્ર દેશો જોવા મળે છે.

**પહેલો પ્રકાર** એ કે જેમાં **મોરોક્કો** જેવા દેશોનો સમાવેશ થાય છે; જ્યાં કામદાર વર્ગ નથી અથવા તો લગભગ નહિ જેવો છે અને જે ઔદ્યોગિક રીતે સંપૂર્ણપણે અવિકસીત છે.

**બીજો** એ કે જેમાં **ચીન** અને **ઈજીપ્ત** જેવા દેશો આવે છે; જે ઔદ્યોગિક રીતે થોડા વિકસ્યા છે અને જ્યાં કામદાર વર્ગ પ્રમાણમાં ઓછો છે.

**ત્રીજો** એ કે જેમાં **હિંદ** જેવા દેશો આવે છે; જે મૂડીવાદી દૃષ્ટિએ વત્તાઓછા પ્રમાણમાં રાષ્ટ્રીય કામદાર વર્ગની બહોળી સંખ્યા ધરાવે છે.

સ્પષ્ટ છે કે, આ તમામ દેશોને એક જ વર્ગમાં મૂકવા એ છેક જ અશકય છે.

**મોરોક્કો** જેવા દેશોમાં, રાષ્ટ્રીય મૂડીદારી વર્ગને માટે, ક્રાંતિકારી પક્ષ અને સમાધાનવાદી પક્ષ એમ બે ભાગમાં વહેંચાઇ જવાને હજી કોઇ ભૂમિકા નથી. ત્યાં, શાહીવાદ સામે સંયુક્ત રાષ્ટ્રીય મોરચો રચવા તમામ કરી છૂટવાની કમ્યુનિસ્ટોની ફરજ છે. આવા દેશોમાં કમ્યુનિસ્ટો અલગ થઇને એક કમ્યુનિસ્ટ પાર્ટીમાં, શાહીવાદ સામેની લડત દરમિયાન જ, ખાસ કરીને શાહીવાદ સામેના ક્રાંતિકારી યુદ્ધ પછી જ સંગઠિત બની શકે.

**ઈજિપ્ત** યા **ચીન** જેવા દેશોમાં જ, ખાસ કરીને શાહીવાદ સામેના ક્રાંતિકારી યુદ્ધ પછી જ મૂડીદારી વર્ગ, ક્રાંતિકારી પક્ષ અને સમાધાનવાદી પક્ષ એમ બે ભાગમાં કયારનો ય વહેંચાઇ ગયો છે. પરંતુ મૂડીદારી વર્ગનો સમાધાન-વાદી ભાગ હજી ત્યાં શાહીવાદ સાથે એકરૂપ થઇ શકતો નથી. અહીં કમ્યુનિસ્ટો શાહીવાદ સામે સંયુક્ત રાષ્ટ્રીય મોરચો રચવાની પોતાની નેમ બનાવી શકે નહિ. આવા દેશોમાં કમ્યુનિસ્ટોએ, સંયુક્ત રાષ્ટ્રીય મોરચાની નીતિ છોડી કામદારો અને મધ્યમ વર્ગના ક્રાંતિકારી મોરચાની નીતિ અખત્યાર કરવાની છે. આવા દેશોમાં આ મોરચો, કોમિંગટાંગની જેમ કામદારો અને કિસાનોની એક પાર્ટીનું સ્વરૂપ ધારણ કરી શકે; પરંતુ, આની શરત એ છે કે આ ખાસ પ્રકારની પાર્ટી, કમ્યુ-નિસ્ટ પાર્ટી અને ક્રાંતિકારી મધ્યમવર્ગની પાર્ટી એમ બે બળોનાં જૂથનું ખરેખર પ્રતિનિધિત્વ રજૂ કરનારી હોવી જોઇએ. આ મોરચાનું કાર્ય, રાષ્ટ્રીય મૂડીદારી વર્ગના અનિશ્ચિત સ્વભાવ અને અસંગતપણાને ખુલ્લું પાડવાનું તથા શાહીવાદ સામે મકકમ લડત કરવાનું હોવું જોઇએ. આવું બેવડું સ્વરૂપ ધરાવતી પાર્ટી જરૂરી અને ઉપયોગી બેઉ છે; પરંતુ, એથી કમ્યુનિસ્ટ પાર્ટી હાથે પગે બંધાઇ જવી ન જોઇએ; એથી, કમ્યુનિસ્ટ પાર્ટીની ઝુંબેશ અને પ્રચારની સ્વતંત્રતા કુંઠિત ન બનવી જોઇએ; એથી, કમ્યુનિસ્ટ પાર્ટીના નેજા હેઠળ કામદાર વર્ગને સંગઠિત થવામાં અટકાયત ન આવવી જોઇએ; અને એથી, ક્રાંતિકારી હિલચા-લની ખરેખરી આગેવાની લેવામાં કમ્યુનિસ્ટ પાર્ટીને મદદ થવી જોઇએ. આવું

૨૬૭૦૭

એવડું સ્વરૂપ ધરાવનાર પાર્ટી, જો ઉપલી તમામ જરૂરિયાતો સંતોષે નહિ તો એ બીનજરૂરી અને બીનઉપયોગી બને છે; કારણ કે એનું પરિણામ એ આવે છે કે કમ્યુનિસ્ટ તત્વો મૂડીવાદીઓમાં મળી જાય છે. અને કમ્યુનિસ્ટ પાર્ટી પોતાના હાથમાંથી કામદાર વર્ગનું સૈન્ય ગુમાવી બેસે છે.

**હિંદ જેવા દેશોમાં પરિસ્થિતિ કંઈક જુદી જ છે. હિંદ જેવા વસાહતી દેશોની મોજુદી હાલતની મૂળભૂત અને નવી વિશિષ્ઠતા તો એ છે કે ત્યાં, રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ, ક્રાંતિકારી પક્ષ અને સમાધાનવાદી પક્ષ એમ બે ભાગમાં અલગ પડી ગયો છે એટલું જ નથી; પરંતુ મૂખ્યત્વે કરીને મૂડીદારી વર્ગનો સમાધાનવાદી ભાગ શાહીવાદ જોડે ક્યારનોય સમાધાન પર આવી ગયો છે.** મૂડીદારી વર્ગના આ ભાગને શાહીવાદ કરતાં ક્રાંતિનો વધુ ડર છે; ખુદ પોતાનાં દેશનાં હિતો કરતાં તેને પોતાની નાણાંની થેલીઓની વધુ પડી હોય છે; મૂડીદારી વર્ગનો વધુમાં વધુ પૈસાદાર ને વધુમાં વધુ લાગવગ ધરાવનાર આ ભાગ છે. પોતાના દેશના કામદાર–કિસાનો વિરૂધ્ધ શાહીવાદી મોરચામાં દાખલ થઈને, તે ક્રાંતિના કટ્ટરમાં કટ્ટર દુશ્મનોની છાવણીમાં સંપૂર્ણપણે શામેલ થાય છે. આ મોરચાને તોડયા વિના ક્રાંતિનો વિજય શકય નથી. પરંતુ, આ મોરચાને તોડવા માટે, સમાધાનવાદી રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ સામે પ્રચંડ પ્રહારો કરવા જરૂરી છે. તેની દગલબાજીને ખુલ્લી પાડવી જોઈએ: મહેનતકશ જનતાને તેની અસરમાંથી મુકત કરવી જોઈએ; અને કામદાર વર્ગની આગેવાની માટે જરૂરી પરિસ્થિતિ વ્યવસ્થિત રીતે તૈયાર કરવી જોઈએ. બીજા શબ્દોમાં કહીએ તો, હિંદ જેવા વસાહતી દેશોના કામદાર વર્ગને મુક્તિ આંદોલનના આગેવાનનો ભાગ ભજવવા તૈયાર કરવાનો અને મૂડીદારી વર્ગ તથા તેના વતી બોલનારાઓને એ માનભર્યા આસનેથી ક્રમશ ગબડાવી પાડવાનો આ સવાલ છે. એટલે, કર્તવ્ય એ છે કે, ક્રાંતિકારી શાહીવાદ વિરોધી મોરચો ઉભો કરવો અને આ મોરચાની અંદર કામદાર વર્ગની આગેવાની પ્રસ્થાપિત કરવી. આ મોરચો, ઔપચારિક રીતે એકજ કાર્યક્રમને વરેલ કામદાર ને કિસાનની સંયુકત પાર્ટીનું સ્વરૂપ લઈ શકે. પરંતુ, હંમેશાં આમ જ થવું જોઈએ એ જરૂરી નથી. આવા દેશોમાં કમ્યુનિસ્ટ પાર્ટીઓની સ્વતંત્રતા એ આગળ વધેલાં કમ્યુનિસ્ટ તત્વોનું મૂળભૂત સૂત્ર હોવું જોઈએ: કારણ કે પાર્ટી જ કામદાર વર્ગની આગેવાનીનો માર્ગ આંકી તેને હાંસલ કરી શકે. પરંતુ, કમ્યુનિસ્ટ પાર્ટી મૂડીવાદી વર્ગના ક્રાંતિકારી વિભાગ સાથે ખુલ્લા મોરચામાં દાખલ થઈ શકે અને થવું જોઈએ; જેથી સમાધાનવાદી રાષ્ટ્રીય મૂડીદારી વર્ગને અળગો પાડી તે શહેર તેમજ ગામડાના મધ્યમ વર્ગી બહોળા લોક સમુદાયને શાહીવાદ સામેની લડતમાં દોરી શકે.

એટલે હવે, મૂડીદારી દૃષ્ટિએ વિકાસ પામેલા વસાહતી અને પરતંત્ર દેશોની ક્રાંતિકારી હિલચાલનાં તાત્કાલિક કર્તવ્યો નીચે પ્રમાણે છે:

૧. કામદાર વર્ગનાં ઉત્તમ તત્વોને કમ્યુનિઝમને પક્ષે જીતી લેવા અને સ્વતંત્ર કમ્યુનિસ્ટ પાર્ટીઓની રચના કરવી.

૨. સમાધાનવાદી રાષ્ટ્રીય મૂડીવાદીઓ અને શાહીવાદ સામે કામદારો, કિસાનો અને ક્રાંતિકારી બુદ્ધિજીવીઓનો રાષ્ટ્રીય ક્રાંતિકારી મોરચો ઉભો કરવો.

૩. આ મોરચો ઉભો કરી કામદાર વર્ગની આગેવાની પ્રસ્થાપિત કરવી.

૪. સમાધાનકારી રાષ્ટ્રીય મૂડીદારી વર્ગની અસરમાંથી શહેર અને ગામડાંના મધ્યમ વર્ગને મુક્ત કરવા મથવું.

૫. મુક્તિ આંદોલન અને આગળ વધેલા દેશોની કામદાર હિલચાલ વચ્ચે દોસ્તીની ગાંઠ બાંધવી.

પૂર્વના વસાહતી અને પરતંત્ર દેશોના સક્રિય કાર્યકરો સામે આવાં ત્રણ પ્રકારનાં તત્કાલિન કર્તવ્યો છે.

આજની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિને ખ્યાલમાં રાખીને આ કર્તવ્યો વિચારીએ તો એ ખાસ અગત્યનું સ્વરૂપ અને ખાસ મહત્વ ધારણ કરે છે. આજની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની ખાસ હકીકત એ છે કે ક્રાંતિકારી હિલચાલ ક્ષણિક શાંતિના તબક્કામાં પેઠી છે. પરંતુ, એ શાંતિ શું છે, અને આજના જમાનામાં તે શું સૂચવે છે? પશ્ચિમના કામદારો, પૂર્વના વસાહતી દેશો, અને મુખ્યત્વે કરીને, સોવિયેત યુનિયન કે જે તમામ દેશોની ક્રાંતિકારી હિલચાલનું ઝંડાધારી છે તેના પર વધુ દબાણ લાવવામાં આવશે. સોવિયેત યુનિયન પર આવું દબાણ લાવવાની શાહીવાદીઓની હરોળમાં ક્યારની ય તૈયારીઓ થઇ ચૂકી છે એ વિષે જરા ય શંકા નથી. ઇસ્થોનિયાના બળવા અંગે શરૂ કરવામાં આવેલી જુઠ્ઠાણાંની જેહાદ, સોફિયાના ધડાકા અંગે સોવિયેત યુનિયન સામે શરૂ કરવામાં આવેલી દગાબાજ ઝુંબેશ, મૂડીવાદી અખબારો તરફથી આપણા દેશ સામે શરુ થયેલો સર્વવ્યાપી પ્રચાર—આ બધું, પ્રહાર માટેની પૂર્વ તૈયારીઓ છે. લોકમત તૈયાર કરવાના હેતુથી, સોવિયેત યુનિયન પરના પ્રહારથી સામાન્ય જનતા ટેવાઇ જાય એ નેમથી અને દરમિયાનગીરી માટેનું નૈતિક વાતાવરણ પેદા કરવાના ઇરાદાથી આ મારો શરૂ કરવામાં આવ્યો છે. જૂઠ્ઠાણાં અને આક્ષેપોની આ ઝુંબેશનું પરિણામ શું આવશે અને શાહીવાદીઓ ગંભીર પ્રહાર કરવાની હિંમત કરશે કે કેમ એ જોવાનું રહે છે. પરંતુ, આ હલ્લાઓ, વસાહતી દેશો માટે શુભ

નિશાની નથી એ વિષે તો કોઇને રજ માત્ર શંકા નથી. એટલે, શાહીવાદના સંભવિત હલ્લા સામે ક્રાંતિનાં સંયુકત બળોના પ્રતિ–હલ્લાની તૈયારી, એ તાકીદનો અને અનિવાર્ય સવાલ છે.

અને એથી જ તો વસાહતી તથા પરતંત્ર દેશોની ક્રાંતિકારી હિલચાલની તાકીદની ફરજોનો મકકમ અમલ, આજની ઘડીએ ખૂબ જ મહત્વનો બની જાય છે.

આ બધા સંજોગો લક્ષમાં લેતા, વસાહતી અને પરતંત્ર દેશોના સંબંધમાં **પૂર્વની પ્રજાઓની વિદ્યાપીઠનું** કાર્ય શું હોવું જોઇએ? એનું કાર્ય આ દેશોના ક્રાંતિકારી વિકાસની તમામ ખાસ લાક્ષણિકતાઓ લક્ષમાં લેવાનું અને આ દેશોમાંથી આવતા કાર્યકરોને આપણે રજૂ કરેલી વિવિધ ફરજોનો અમલ થાય એ રીતે તાલીમ આપવાનું છે.

પૂર્વની પ્રજાઓની વિદ્યાપીઠમાં વસાહતી અને પરતંત્ર દેશોમાંથી આપણે ત્યાં વિદ્યાર્થીઓના લગભગ દસ જુદાં જુદાં જૂથો આવ્યાં છે. આપણે બધા જાણીએ છીએ કે આ બિરાદરોને પ્રકાશ અને જ્ઞાનની ઝંખના છે. લેનિનવાદના સિદ્ધાંતોથી સજ્જ બનાવીને, લેનિનવાદના વ્યવહારૂ અનુભવ બક્ષીને અને વસાહતી તથા પરતંત્ર દેશોના મુક્તિ આંદોલન સામેની તાકીદની ફરજોને જાગૃતપણે અમલમાં મૂકે એવી રીતે તૈયારી કરીને તેમને સાચાં ક્રાંતિકારીઓ બનાવવા એ પૂર્વની પ્રજાઓની વિદ્યાપીઠનું કાર્ય છે.

આ સંબંધમાં, પૂર્વના વસાહતી દેશોના સક્રિય કાર્યકરોના કાર્યમાં આવતારા **બે ઝોક** લક્ષ બહાર જવા દેવા ન જોઇએ; અને તાલીમબદ્ધ સાચા ક્રાંતિકારી કાર્યકરો ઉભા કરવા હોય તો, આ ઝોક સામે લડત કરવી જ જોઇએ.

એક બાજુથી મુકિત આંદોલનની શકયતાઓનો ઓછો અંદાજ આંકવો અને બીજી બાજુથી આ દેશોના વિકાસની સ્થિતિ અને વસાહતી તથા પરતંત્ર દેશોમાં સર્વાંગી સંયુકત રાષ્ટ્રીય મોરચાના ખ્યાલનો વધું પડતો અંદાજ આંકવો, **આ પહેલો ઝોક છે. આ મવાળતરફી ઝોક છે; જે ક્રાંતિકારી હિલચાલને હેઠે પાડવાનો અને મૂડીવાદી રાષ્ટ્રવાદીઓના ધસમસતા પૂરમાં કમ્યુનિસ્ટ તત્વોને ડુબાવી દેવાનો ખતરો ઉભો કરે છે.** આ ઝોકનો વધુમાં વધુ દ્રઢતાથી સામનો કરવો એ પૂર્વની પ્રજાઓની વિદ્યાપીઠની સીધે સીધી ફરજ છે.

આઝાદીની હિલચાલની ક્રાંતિકારી શકયતાઓનો વધુ પડતો અંદાજ આંકવો અને શાહીવાદ વિરૂદ્ધ કામદાર વર્ગ તથા ક્રાંતિકારી મૂડીદારી વર્ગની

દોસ્તીની અગત્યનો ઓછો અંદાજ આંકવો—આ **બીજો ઝોક** છે. જા
કમ્યુનિસ્ટોએ તાજેતરમાં પોતાના દેશ માટે સોવિયેત સરકારનું સૂત્ર રજુ
હતું જે ભૂલભર્યું હતું. લાગે છે કે તેઓ આ ઝોકનો ભોગ બન્યા હતા.
**ઉદ્દામ તરફી ઝોક છે; જે કમ્યુનિસ્ટ પાર્ટીને જનતાથી અ
પાડી દેવાનો અને તેને એક સંકુચિત વાડો બનાવી દેવાનો
ઉભો કરે છે.** પૂર્વના વસાહતી તથા પરતંત્ર દેશો માટે ખરેખરા તાલીમ
ક્રાંતિકારી કાર્યકરો ઉભા કરવા માટે આ ઝોક સામે મક્કમ લડત કરવી એ
શ્યક જરૂરિયાત છે.

આપણે આશા રાખીએ કે પૂર્વની પ્રજાઓની વિદ્યાપીઠ આ
ગૌરવભેર પાર પાડશે.

